શ્રી.

# અજીતસિંહ.

## નાટકનાં ગાયનો.



શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

શ્રી દેશી નાટક સમાજને માટે




રચો છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ઘોળશાજી.

અમદાવાદ.





આવૃત્તિ ૫ મી. પ્રત ૨૫૦૦.

અમદાવાદ-પાનકોરના નાકે ચુડીઓળમાં 'મનહર' પ્રિન્ટિંગ પ્રેસમાં

મોતીલાલ ગણુપતરામે છાપ્યું.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૫





કિમ્મત રૂ. ૦-૨-૦ (બે આના.)

ॐ

# શ્રી અજીતસિંહ નાટકનો ટુંક સાર

## અંક ૧ લો.

### મંગળાચરણ.

પ્રવેશ ૧ લો—મહારાજ યશોવર્માના મહેલમાં યુવરાજ અજીતસિંહના જન્મ દીવસનો મહોત્સવ, સરદાર સમરસીંહનું આમંત્રણ મીત્રના આમંત્રણનો સ્વીકાર, યશોવર્માનું સમરગઢ તરફ વીદાય થવુ, રાજ્યની લાલચમાં લુબ્ધ થયેલા યશોવર્માના ભાઇ ચંદ્રસીહનું સામંત સાથે કરેલા સંકેત પ્રમાણે મહેલમાં દાખલ થવું, રાણી પાસે બનાવટી પ્રેમની માગણી, રાણી ઉપર ચંદ્રસીંહનો જીલમ, પુત્ર અજીત સાથે મારી નાંખવાની ધમકી, વફાદાર દાસી સુશીલાની આવા ભયંકર પ્રસંગમાં હીંમત, પારણામાં સુતેલા રાજકુમારને બદલે પોતાનો બાળક સુવાડે છે ને રાજકુમારને પોતે લઇ લે છે. સ્વાર્થાંધ ચંદ્રસીહ રાણીનું તથા કુમારનું ખુન, દાસી પુત્રની ઓળખાણ, અજીતને બચાવી નાસી જતી સુશીલા પાછળ સામંતને જવા હુકમ.

પ્રવેશ ૨ જો—ન્યુસપેપર વાંચતો ગોટાશા, પેપરના આરટીકલ વાંચવા નવી બીનો અણુવિશ્વાસ, પરણુતી વખત ખાસડાં ખાવાની તથા ઉઠ બેસ કરવાની સરત કરી છે તેનો પશ્ચાતાપ, નવા સુધારાની ફેશનમાં આવતી નવી, સરતને અમલ, જુનીના છોકરા મણીલાલનું આવવું, ખાસડાં ખાતાં બાપને શીખામણ, નવીનો ગુસ્સો, મણીલાલને કાહાડી મુકવો, નવીનું રીસામણું, સુધરેલી ઢબ મુજબ નવીના કહેવા પ્રમાણે કબુલ થવું.

પ્રવેશ ૩ જો—સરદાર અમરસીંહના મહેલમા મીત્રની સ્વાગતા, અરસપરસ મીત્ર ધર્મની પ્રશંસા, ચંદ્રસીહે પ્રપંચથી મોકલેલા નોકરનું આવવું, યુવરાજ અજીતની બીમારીની ખોટી ખબર, યશોવર્માનું ગભરાવું, નોકરના કહેવા પ્રમાણે નજીકને રસ્તે થઇ અમરગઢ જવા ઉપડી જવું.

પ્રવેશ ૪ થો—નદી કીનારાના જંગલમાં યશોવર્માને મારી નાંખવાનો સંકેત કરતા અજલસીંહ તથા કજલસીહ સાથે ચંદ્રસીંહ, ખુનના બદલમાં મોટી જાગીરો ને ઇનામની લાલચ, યશોવર્માનું આવવું, બનેની લડાઇ યશોવર્માનું ખુન, રાજકુમાર અજીતને લઇ નાસતી સુશીલા પાછળ પડેલો સામંત, ઝાડની પોલમાં દાસી સુશીલાનું છુપાવું, ઝાડને આગ, છોકરાની સાથે દાસીનું ઝાડ ઉપર ચડવું, નદીમાં કુદી પડવું, પાછળ લુંટારો કજલસીંહ, અજીતસીહ સાથે નદીમાં તણાતી સુશીલા ને કજલ, આશ્ચર્યચકીત ચંદ્રસીંહ.

પ્રવેશ ૫ મો—ચંપાના વિચારમાં મણીલાલ, ગાયન ગાતી ચંપા, ફીશીઆરીખોર બાપના કંટાળાથી ચંપા કાયર, પરસ્પર લગ્ન કરવાનો સંકેત, ગાયન, બાદ નવીના બેહેરા બાપનું બહાર ગામથી દવા કરાવવા ગોટાશાને ઘેર આવવું, ગોટાશા મોતીશાને, પોતાનો ડ્રેસ પેહેરાવવો, નવીનું આવવું, ગોટાશાના ડ્રેસમાં મોતીશાને ગોટાશા જાણી ખાસડાનો માર, બાપની ઓળખાણ, ગોટાશાનું આવવું, અરસપરસ વાદવિવાદ, જમવા જવું.

પ્રવેશ ૬ ઠો—સરદાર સમરસીહના પ્રધાન સુરસીહના બગીચાનો આગળનો ભાગ, બેહાલ બનેલી સુશીલા અજીતને સંભાળતી ભુખથી ને દુઃખથી હેરાન થઇ નાસીપાસ થયેલી દીવાના જેવી બની, ઇશ્વરને ભરોસે અજીતને પ્રધાન સુરસીંહના દરવાજાની સીડી પાસે મુકી ચાલી જાય છે.

હાસ્યવિનોદ કરતા રમાસુંદરીને સુરસીહ, દંપતિનો આનંદ સંતાન ન હોવાની રમાની ચિંતા, સુરસીંહનું શાન્તવન એકાએક અજીતકુમાર ઉપર દ્રષ્ટિ, બંને આશ્ચર્ય ચકીત. પરમેશ્વરની મહેરબાનીથીજ મળ્યું ધારી આનંદથી સ્વીકાર, પાલક પિતા ને પાલક માતા તરીકે ઉછેરવા નિશ્ચય — આનંદ.

પ્રવેશ ૭ મો—દીવાની સુશીલાનું આવવું, બેભાનમાં મુકેલી જગ્યાએ પુત્રની તપાસ, પુત્રગુમ જાણી ગાંડા જેવી દેખાતી સુશીલાનો ગભરાટ કલ્પાંત, પાછળ પડેલા કજલનું આવવું, પકડી ચંદસીંહ પાસે લઇ જવી.

પ્રવેશ ૮ મો—લુટારો અજબસીંહની ભયંકર ગુફામાં ચંદ્રસીંહ, કજબનું સુશીલા સાથે આવવું. ચંદ્રસીંહનું સુશીલાને સમજાવી બાળક આપવા સુચના સુશીલા ઉપર જુલમ નીડર ને વફાદાર સુશીલાની શુદ્ધ નેકી, ચંદ્રસીંહનો બેહદ જુલમ. ઘાતકી શિક્ષા, જીવતા વાઘના પીંજરામા કેદ, ફકની મદદ, દર્શન ને સુશીલાનો બચાવ

— —

# અંક ૨ જો.

( પહેલા અંક ને બીજા અંક વચ્ચે ૧૬ વર્ષનો અંતર છે. )

દરમ્યાન

(સમરસીહના પ્રધાન સુરસીહને ત્યાં કુમાર અજીત ૨૦ વરસ નો થયો છે, બાદ એર્ડીનપુરના નવાબે એકાએક રાજ્ય ઉપર હુમલો કરી રાજય કબજે કરી લેવાથી સરદાર સમરસીંહની વતી લડાઇમાં પ્રધાન સુરસીંહ મરી જાય છે ને અજીત સરદાર સમરસીંહના રક્ષણમા રહે છે, નવાબની ઇતરાજીથી નિરાશ્રિત થયેલા સમરસીંહનું પોતાના બે બાળક ( સજ્જનસીંહ સવિતાસુંદરી ) અજીતસિંહને વફાદાર વીરસિંહની સાથે અમરગઢમાં ચન્દ્રસિંહના આશ્રયમાં જવું. )

પ્રવેશ ૧ લો—યશોવર્માને મારી રાજાબનેલા ચંદ્રસીંહનો દરબારભાઇનો કૃત્રીમ શોક, સમરસીંહનું કુટુંબ સાથે આગમન, ચંદ્રસીંહનું આશ્વાસન પુરતી મદદ આપી પોતાને ત્યાં રહેવા ગોઠવણ, ચંદ્રસીંહની મહારાજા યશોવર્માના મરણ માટે પ્રપંચ યુક્ત દીલગીરી, સમરસીંહને કુટુંબ સાથે સારી રીતે રાખવા સામંતને ભલામણ, સમરસીંહની પવિત્ર રાજબાળા સવિતાસુંદરી ઉપર ચંદ્રસીંહની નજર, સામંતને પોતાના માટે સવીતાની માગણી કરવા સુચના

પ્રવેશ ૨ જો—પ્રપંચી વીચારમાં મસ્ત સામતસીંહ, લુંટારા અજલસીંહ તથા કજલસીંહનું આવવુ, અગાઉ આપવા કહેલી બક્ષીસની ઉઘરાણી. સામતના દિલાસો, લગ્ન વખતે આવજો કહી સમજાવવા.

પ્રવેશ ૩ જો—અજીતના રક્ષણ માટે ફરતી સુશીના ( ડાકણ ) રાજપુત્રને સહાય ને ચંદ્રસીંહનુ કપટ ખુલ્લું કરવાના વીચારમાં, કીલ્લાની પાસેના બગીચામાં રાજકુમારી સવિતાસુંદરી, સખીઓ સાથે હરયવિનોદ, ગરબો, દેવીપુજન, શીકારે નીકળેલા સજ્જનસીંહ ને અજીતસીંહ. બગીચામાં મરહુમ મહારાજા યશોવર્માનો મરણસ્થંભ શીલાલેખ. સજ્જનસીંહનું શીકારે પ્રયાણ, અજીતસીંહ ચીંતાગ્રસ્ત, દેવીની પ્રાર્થના, અચાનક કુમારી સવિતા. પ્રેમની માગણી, સવિતાનો એકતરફી પ્રેમ, વીર અજીતસીંહનું બાળાને સમ-

જાવવું, પ્રેમાન્ધ સવિતાનો અત્યાગ્રહ, બાળાના વિશુદ્ધ પ્રેમને વશ થઇ અજીતસીંહે પ્રેમનો સ્વીકાર કરવો, પ્રેમગમત ડાહ્યુ (સુશીલા) નો આશીર્વાદ, અચાનક શીકારેથી પાછો આવેલો સજ્જનસીંહ, આશ્ચર્ય. ટેબ્લો.

પ્રવેશ ૪ થો—ગોટાશાના ઘરમાં બીમાર પડેલા મોતીશા, નવીને દીલાસો ડાક્ટર તથા ગોટાશાનુ આવવું, મોતીશાનો ઉપચાર, નવી ડાકતર ઉપર આશક, સંકેત પ્રમાણે નવીનો ઢોંગ, ગોટાશાનું પાણી લેવા જવું, નવી તથા ડાકતરનો પ્યાર, ગોટાશાનું આવવું, નવીને વધારે બીમાર જણાવી દવાખાને લઇ જવી, ગોટાશાનો વ્હેમ.

પ્રવેશ ૫ મો—આવી પડેલી સ્થીતીના વિચારમાં, સમરસીંહ ઉશ્કેરાયેલો સજ્જનસીંહ, પીતાની પાસે અજીતસીંહની ફરીઆદ, સમરસીંહનો સંશય, અજીતનું આગમન, લાચાર અજીત સમરસીહનો તીરસ્કાર, રાજકુટુંબના મરતબાથી દુર કરી હલકા નોકર તરીકે ગણી વીરસીહના તાબામાં અજીત, કુમારી સવિતાનું આવવું, અમરસીંહ તથા સજ્જનસીંહની સાથે વાદ વિવાદ, સવિતા પોતાનાં લગ્ન કરી નાંખવાના નિશ્ચય, જવું. સવિતા મુર્છામાં, અજીત માટે ખાવાનું લઇ આવતો વીરસીંહ, સવિતાને શાન્તવન ને ધીરજ, બંનેનો મેળાપ, વીરસીંહનો એક વફાદાર નોકર તરીકે મદદ કરવાને છેવટ સુધી સાથે રહી સહાય કરવા અન્નદેવના સોગન. ઇશ્વરની સ્તુતી.

પ્રવેશ ૬ ઠો—સમરસીંહ, અજીતસીંહ બેવફા નીવડયો તેના વીચારમાં સજનસીંહને વધારે શીક્ષા કરી, ઘર બહાર કાઢવા મત, સમરસીંહની દીર્ઘદ્રષ્ટિ, પુત્રને શાંત કરવો, સામ સામે આવતા ચંદ્રસીંહ, લગ્ન સંબંધી વાતચીત, ચાંલ્લા કરવા તૈયારી, લુંટારા અજબસીંહ તથા કજબસીંહનું આવવું, ચંદ્રસીંહ પોતાનું પોગળ ખુલ્લુ થવાના ડરથી સમરસીંહના મતમાં મળી અપમાન કરી નહીં ઓળખવા, બહારવટીયાઓ સાથે સમરસીંહ તથા સજ્જનસીંહ, સવિતા ચદ્રસીંહને નહીં આપવા અજબસીંહની ભલામણ, ચંદ્રસીંહ ગુસ્સામાં, અપમાન કરી લુંટારાઓને કાઢી મુકવા, લગ્નની તૈયારી માટે જવું.

પ્રવેશ ૭ મો—અજીતસીંહના શોકમાં ડુબેલી સવિતા ઝેર પીવાની તૈયારીમાં દાસીનું શાન્તવન, અચાનક અજબસીંહ તથા કજબસીહ, સવિતાનુ હરણ. દાસીની બુમ. સામંત સજ્જનસીંહનુ પાછા જવુ.

પ્રવેશ ૮ મો—શીકારે નીકળેલો અજીતસીહ, કીસ્મતની કમનસીબીનો વીચાર, સવિતાનું હરણ કરી નાસેલા લુંટારા, સવિતાની બુમ, અજીતે લુટારાના હાથથી સવિતાને બચાવવી, સામંતનું આવવુ, ભયથી ડરી જઇ છુપાઇ જવૃં, લુંટારાનું નાસી જવું, સવિતા અજીતનો ફરી મેળાપ, વાતચીત, અચાનક સજનસીંહ, બનેને સાથે જોઇ સક્રોધ, અજીતના ઉપરજ હરણ કરવાનો આરોપ, અજીતે ગુસ્સામાં મારવા

ફેંકેલી તરવાર સવિતા વચ્ચે પડી ભાઇને ન મારવા અજીતને સુચના, સજ્જન ગુસ્સામાં સવિતાને નોકર સાથે વીદાય કરવી.

અજીત, પોતાના પાલનહાર સરદારના એકના એક કુમાર ઉપર હાથ નહી કરતાં શીકારે ચાલી જવું, સવિતાને છોડી નાસી ગયેલા લુંટારા, સજ્જનસીંહને ઉપાડી જવો, સીંહનો શીકાર કરતાં તુટેલી તરવાર સાથે અજીત, સવિતાના હરણના આરોપ માટે પશ્ચાતાપ, કીલ્લા તરફ વીદાય થવું, છુપાયેલો સામંત બહાર, અજીતસીંહને પોતાના રાજાનો હરીફ સમજી સજનસીંહનુ ખુન કર્યાનો જુઠો આરોપ ચડાવી ઠાર કરવા સામતનો નિશ્ચય, સાબીતીમાં તુટેલી તરવારને લોહીવાળાં કપડા લેવાં, અચાનક સુશીલા (ડાકણ)નું આવવું, પાપીઓના પાપનું પ્રાગટ્ય, સામંતનુ ગભરાવું, અજીત યશોવર્માનો પુત્ર ને ચંદ્રસોહનો ભત્રીજો છે એમ ડાકણનું કહેવું ને ડાકણ તે ડાકણ નહી પણ સુશીલા. ટેબ્લો.

પ્રવેશ ૯ મો—ચદ્રસીહના મહેલમાં અફસોસ કરતાં સમરસીંહનું આવવું, કુવરીના હરણના ખબર, ચંદ્રસીંહનુ શાન્તવન બાદ સામંત કુંવરી સહીસલામત છે ને હરણ કરનાર અજીતસિંહ છે. સાથે સજ્જનસિંહનું ખુન કર્યાનું તોહોમત. સાબીતીમાં તુટેલી તરવારને લોહીવાળાં કપડાં રજુ અજીતનું આવવું, અજીતને ખુની ઠરાવી શીક્કાર, અજીતનું નિર્દોષ છું એમ કહેવું. નહિ માનતા ન્યાયકારી ફાંસીએ ચડાવવા નિશ્ચય, અજીત કેદ સામંતને ચંદ્રસિંહ.

પ્રવેશ ૧૦ મો—દવાખાનું, નવી અને ડાક્ટર, ગોટાશાનું નવીને લેવા આવવું, ડાક્ટરને પોતાને ઘેર આવવાનું જણાવી ગોટાશા સાથે નવીનું જવું, ચંપાને મળવા આવનાર મણીલાલનો પ્રપંચ. ડાક્ટરનું પરિષદમાં જવું, પ્રેમઘેલી ચંપાને મણીલાલ, લગ્ન કરી નાંખવા ચંપાને પોતાને ઘેર બોલાવવાની સુચના, ગાયન.

પ્રવેશ ૧૧ મો—દરબાર ચંદ્રસિંહને હાથે ન્યાય, નિર્દોષ અજીતને ફાંસીનો હુકમ. અન્યાય થતો જોઇ વફાદાર વીરસીંહનો સાચો જવાબ. ચંદ્રસિંહની સાથે ઝપાઝપી, વીરસિંહને દેશપાર, એકાએક રૂહ.

ટેબ્લો.



# અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—બહારવટીઆઓ દારૂની ધુનમાં ચંદ્રસિંહે સજ્જનસિંહના ખુન કર્યાનું તોહોમત મુકી અજીતને ફાંસી દેવાનો વિચાર કર્યો છે તે સંબંધી વાતચિત, સવિતા મેળવવાનો આ દાવ છે ધારી અજબસિંહ સવિતા અમને આપો નહિ તો સજ્જનસિંહ તથા ડાકણુ ( સુશીલા ) ને રજુ કરશું ને તમારૂં પોગળ પ્રકાશ થશે એવું કજબસીંહ સાથે કહેવડાવવા મોકલવો.

પ્રવેશ ૨ જો—સામતને ચદ્રસીંહના પાપો માટે અફસોસ કરતો વફાદાર વીરસીંહ, અજીત તથા સવિતાને વચન આપ્યા છતાં કાંઇ કરી શકયો નહિ તેનો પશ્ચાત્તાપ, મહાન પાપના મદમાં મસ્ત બનેલા ચંદ્રસીંહ તથા સામંત, વીરસિંહનું ગુપ્ત રહી સાંભળવું, આનંદમાં આવેલા પાપીઓ, લુટારાના માણસનું આવવું, સવિતાની માગણી, રંગમાં ભંગ સજ્જનસિંહ તથા ડાકણુ જીવતાં સાંભળી બનેનો ગભરાટ, નાઇલાજે સવિતાને આપવાનો ને તે બદલ સજજનસીંહ તથા ડાકણુનું ખુન કરવું તેવો દસ્તાવેજ ચદ્રસીહના સહી સીકા સાથે લખી આપવો, ગુપ્ત રહેલો વીરસીંહ, પ્રકાશમાં હરકોઇ રીતે સજ્જનસીંહ તથા ડાકણુને છોડાવી અજીતને બચાવવા નિશ્ચય.

પ્રવેશ ૩ જો—કારાગ્રહમાં અજીત, વિરહઘેલી વનિતા સવિતા અજીતનો મેળાપ, નાસી જવાની સુચના, પોતે નાસી જવાથી

કલંકીત થાય ને જગતમાં અપકીર્તિ થાય તે માટે ખુશીથી મરવા કબુલ, સાવતાનું સમજાવવું, સખ્ત પહેરામાં રાખવા ચંદ્રસિંહનો હુકમ, અજીતને લઇ જવો, સવિતા મુર્છામાં, સાથે લઇ જવી,

પ્રવેશ ૪ થો—બહારવટીયાઓના ભયંકર મકાનમા સજ્જનસિંહ તથા ડાકણુ પીંજરામા કેદ, સજ્જનસિંહ મોતના પંજામાં છતાં શુદ્ધ ક્ષત્રીવટનો ટેક, લુંટારાનો તીરસ્કાર, ડાકણુનો પશ્ચાતાપ. ત્રણેની ઝપાઝપી, સવિતા તથા વીરસીંહનું ગવૈયા ને ગાનારીના રૂપમાં આવવું, લુટારા દારૂમાં ચકચુર, સજ્જનસીંહ તથા ડાકણુને છોડાવી લુંટારા સાથે લડાઇ, લુંટારાનાં ખુન, દસ્તાવેજ હાથ. ટેબ્લો.

પ્રવેશ ૫ મો-ગોટાશાના ઘરમાં નવી તથા ડાક્ટરના પ્રેમ, મણીલાલનો અવાજ, નવી તથા ડોક્ટરનો ગભરાટ, કોથળામાં બન્નેનું છુપાવવું, ચંપા તથા મણીલાલનું આવવું, છોકરાનાં ચરિત્ર જોતા ગોટાશા, ધમકી કોથળાનો ગડગડાટ, ગોટાશાના ઘરમાં ધોંટાળો, કોથળામાંથી નવી તથા ડાકતરનું નીકળવું, નાક કાપવું, ડાક્ટરને હાથે ચંપા—મણીલાલનો હસ્ત મેળાપ.

પ્રવેશ ૬ ઠો—ચંદ્રસીંહનો લગ્નમંડપ, બાજુમાં અજીતસીંહને મારી નાંખવાનું ભયંકર યંત્ર, મારવાની તૈયારી, અજીતનું નિર્દોષ છું એમ સમરસીંહને કહેવું, સમરસીંહની દયા, ડાકણુ અચાનક આવી છોકરાના ખુનની ફરીઆદ, ચંદ્રસીંહ





તથા સામત ભયભીત, ડાકણના માર્મીક જવાબ, સમરસીંહ વીચારમાં, યશોવર્મા તથા રાણીનું ખુન કરનાર ચંદ્રસીંહ છે એમ ડાકણનું કહેવું, વીરસીંહ તથા સજ્જનસીંહનું આગમન, પાપીઓના પાપનું પોગળ પ્રકાશ, નીર્દોષ અજીત ખુની નહીં પણ આ રાજનો હકદાર વારસ, ચંદ્રસીંહ તથા સામંતનુ અજીતને સજ્જનને હાથે મ્હોત ને સવિતા સુંદરીને અજીતસીંહનો હસ્તમેલાપ, તે રાજ્યમાતા તરીકે સુશીલાને હસ્તે અજીતસીંહને રાજ્યાભિષેક, મહારાજા યશોવર્માના આત્માને શાન્તિ.



ૐ શાન્તિ. ૐ શાન્તિ. ૐ શાન્તિ.

સમાપ્ત.

# શ્રી અજીતસિંહ નાટકમાં આવતા મુખ્ય પાત્રો.



## પુરૂષ પાત્રો.

યશોવર્મા... ... ... ... ...અમરગઢનો રાજા
ચંદ્રસિંહ... ... ... ... ...યશોવર્માનો ભાઇ.
સમરસિંહ ... ... ... ...સમરગઢનો સરદાર, યશોવર્માનો મીત્ર
સજ્જનસિંહ ... ... . ...સમરસિંહનો પુત્ર
અજીતસિંહ ... ... ... ...મહારાજા યશોવર્માનો પુત્ર, સમરસિંહના પ્રધાન સુરસિંહને હાથે ને સમરસિંહના આશ્રમમાં ઉછરેલો (નાયક)
સુરસિંહ ... .. ... ...સમરસિંહનો પ્રધાન અને અજીતસિંહનો પાલક પિતા.
વીરસિંહ... ... ... ... ...સમરસિંહનો વફાદાર નોકર.
સામંતસિંહ ... ... ... ...મહારાજા યશોવર્માનો નિમકહરામ નોકરને ચંદ્રસિંહનો પ્રપંચી સલાહકાર
અજલસિંહ .. ... ...પ્રખ્યાત બહારવટીઆઓ ચંદ્રસિંહના
કજલસિંહ મદદગાર.
મોતીશા... ... ... ... ...એક વણીક ગ્રહસ્થ નવીનો બાપ
ગોટાશા ... ... ... ... ...ફેશનેબલ બૈરીનો વર
મણીલાલ ... ... ... ...ગોટાશાની જુનીનો છોકરો.
ડૉ. જરમન સોલવર ... ...ડૉ૦ એલ. એમ. એન્ડ એસ.

## સ્ત્રી પાત્રો.

યશોમતિ ... ... ... ...યશોવર્માની રાણી
રમાસુંદરી ... ... ... ...સુરસિંહની સ્ત્રી.
સુશીલા ( ઉર્ફે ડાકણ )... ...વફાદાર દાસી યશોમતિની
સવિતા સુંદરી ... ... . સમરસિંહની પુત્રી અજીતસિંહની સ્ત્રી
( નાયિકા
રસીકા ... ... .. ... ...સવિતાની દાસી.
ચંપા ... ... ... ડો૦ ની દીકરી.
નવી ... ... . ..ગોટાશાની વહુ

એ સિવાય દરબારીયો, વારાંગના વગેરે.

સ્થળ—અમરગઢ અને સમરગઢ, આજુબાજુનું જંગલ.



ૐ તત્સત્ પરમાત્મને નમઃ

# શ્રી અજીતસિંહ નાટકનાં ગાયનો.

**સુત્રધાર—** મંગળાચરણ.

ૐ તત્સત્ પરમાત્મન પ્રણમામિ

યાચું દ્રષ્ટિ દેવ દયાની
સર્વ સાક્ષી સર્વના અંતર્યામી
તમ શરણાંગત અજ્ઞાની આ પ્રાણી
તારો ધરી આ પાણી.
ભવક્ષીરમાંહિ બહુ અથડાઇ
તુફાને જીલાઈ ડુબે પનાઇ
સુકાની સુજ્ઞાની નિર્માની નિષ્કામી
ન ઇતિ ન ઇતિ નિગમ ગામી
અગમ અપાર આગમ વિચાર
મતિ તલભાર શકે ના જાણી.
મતિવર કર કર ધર વરવા વર
સફલ સફર કર સ્વામી. ૐ

**નટીઓ—**

વીર મહારણધીર શુરનરના, ગાઓ યશ ગુણગાન.
આ સ્થળમાં અતીશે આનંદે, થઈ રસમાં ગુલતાન

ધીર હિમંત નીતિ રીતિમાં પ્રવિણતર જગમાં સુર્ય સમાન
પ્રાક્રમમય જે પરદુઃખ ભંજન જગહીતકાર મહાન
વિપદ વાદળો ભેદી પ્રગટે, નેક ટેક નિધાન—
કીર્તિ કીર્ણ દશદીશમાં પ્રસારે, લહેમહીમાં માન
નિજ અરિદળ બળને સંહારે, સત્ય ધારી સુખદાન
વિજય સુંદરી વરે સૃષ્ટિમાં, વિરલ સમર્થ સુજાણ—

સખીઓ— ૧

મંગળ દિન આ મંગળ ઘડી પળ મગળ ઉત્સવ
આજ સુખકારી—મં.
મંગળ નૃપ યશ મંગળ ગાઈ
મંગળ સુતની જન્મ વધાઈ
સત સંવત્સર હે દીનવત્સલ
આયુષ ધારી હો પુન્યશાળી
સકલ વિઘ્ન હરી શાન્તિ અરપો
હૃદય આશીષ અમઐજ પ્યારી—મંગળ.

રાણી— ૨

એજી ઝુલોજી પ્યારે લાલ કુંવર કાલા,
ભોળાને બાળા રાજ રૂપાળા
ને ઝુલાવું ઝુલોને મહારાજના યુવરાજ

રે હો બાળા રાજા—એ જી.
તારા પારણે બંધાઇ પ્રેમની દોરી.
માતાપિતાની સ્નેહગ્રંથી પુત્રજોડી
તુજ નયન કમળપર રહી હસી દ્રગજોડી
તુજને ઝુલાવું ઝુલોને પ્યારા લાલ
આપણી વ્હાલ રે હો બાળા રાજા—એ
અંગજ અંગનું અંગતુ હૃદયતણું શુદ્ધ રૂપ
આત્મા માતપિતાતણો બાળક બ્રહ્મસ્વરૂપ,
પોઢો પારણે ઓઢાડું શાલની જોડી
ચુમી લઉં હું હર્ષઘેલી થોડી થોડી.
ઘણું જીવો બાલ કુમાર (પ્રભુ) કહું કરજોડી—

નવી— ૩

વાહ જોબન આ શું ખીલ્યું છે જાણે વસંતે ફુલવાડી
રેશમી સાડી સારી અંગધારી ફુલવાળી
પહેરી ચોળી ઝુલવાળી
બુટસ્ટોકીંગ કર રૂમાલ ઝાલી ચાલું હું મદમાતી
સેંટ લવંડર ને પફ પાઉડર ધરી અંગે હરખાતી
રે હું યૌવનમાં છલકાતી,

ગોધારા—નવી— ૪

માયડીયર છબીલા ને રસીક રંગીલા
ચાલો ફરવાને આજે પાતળીઆ—[illegible]

મને સાયકલ અપાવોને સારી
જોઇએ બ્રુમ બે ઘોડાની ગાડી—માય
કે'તો મોટર મંગાવું, હું પોતે ચલાવું,
માંહી વાજું મુકાવું, આખી મુંબઈ ગજાવું,
બોલે ઉ .... .... ....
સ્પેકટેકલ પેબલના જોઇએ, ફેન ફ્રુકુડ જાપાની.
અરે જે જોઇએ તે લાવી આપું, માણુ મજા મનમાની,
ડીયર થેંક યુ માય હસબંડ
યસ ડીયર થેંક યુ—માય.

આનારીઓ— ૫

કજરા રાખો છીપાઈ જમાના ખોટા
જમાના ખોટા જમાના ખોટા
કાપર પહેનું મે હરી હરી ચુરીઆં
કાપર કરૂં મેં સીગાર બાલમ મોરા છોટા—

શેર.

કજરા દીયુ તો કર કરે, સુરમા દીયો ન જાય;
જીન નેનનમે પીયુ બસે દુજો ના સમાય.
જમાના ખોટા જમાના ખોટા.

ચંપા— ૬

અરે હાંરે હું રસીક રસીલી અજબ રંગીલી
નાજુક નવેલી પ્રેમનો પાઠ પઢી પહેલો

પ્રથમ પાઠ મેં એ લીધો છે જોડી કેવી જોવી
હસી હસાવી ખુબ રીઝાવી દીધું દીલ પરોવી
મળયો પિયુષ મને પ્રેમનો પ્યાલો
મણીલાલ છબીલો રે છે છેલામાં અલબેલો—

મણીલાલ—
ચંપા—
૭

વાહ સજ્જન શુભ પ્રેમ નીશાની
આ પ્રેમદાની ચતુર સુજ્ઞાની જાશો ન છેક વીસારી—
ઓ વ્હાલા  કેમ સમજ્યા  જી હા.
અરે વાહ રસીક તમ અધીક રસાળા ને મરમાળાં
વચનની માળા હસી હસી કંઠે ધારી
કેમ ? શાંન્તિ ! જી હા.
બોલે ત્યમ ચાલે કરણીમાં એ સજ્જનની નીતિ
પાળે પ્રેમ પરિક્ષક પોતે મનથી કરી દ્રઢ પ્રીતિ
પ્રભુ નીભાવશે પ્રેમ આપણો નવ ધર બાળાભાતિ
જી વાહ વાહ વાહ બસ એજ
હવે ખુશી  જી હા હા હા.  વાહ૦

રમાસુંદરી—  ૮

કીજે સેવા સ્વીકાર સ્વામીજી
બાળા લતા હીમજળ સીંચનથી
સ્નાન કરાવે સાર—  કીજે

રસ મકરંદ સુગંધીત કેસર
કરતી ચંદન ભાલ—સ્વામી
કોમળ લાલ પલ્લવિત કરથી
કરતી સુમન વર્ષાવ સ્વામી
નીજ તરૂપતિથી ગ્રહી ફૂળ ઉત્તમ
અર્પે ફૂળ ઉપહાર
મંગળ ઉપચાર—સ્વામી



# અંક ૨ જો.

દરબારી— ૯

જયજય હો જયજય હો મહારાજ નરવર
તમ પ્રતાપ રવિ પ્રકાશ ઉજવલ
દીસે દિન દિનમણી શશી મંગળ
ન્યાય દંડ ધરી સુવર્ણ કરપર
શીરપર ચામર છત્ર બીરાજે
નૃપ સીંહાસન શોભિત આજે
સુરપતિ નરપતિ રૂપથી લાજે
નાચતી કીન્નરી સંગીત સાજે.
યશપટથી દશ દીશ છે રહી છાઇ—




સામંત— ૧૦

નાનો પણ નિર્બળ નહીં શત્રુ
મનથી કદીએ ધારો
પ્રગટ પવનથી થઈ ભસ્મમાં ગુપ્ત રહ્યો અંગારો
કરે પળમાં લાખોનો તે તે સંહાર—

અજલ કજલનો અંત આણવા આ છે યુકિત સારી
હું સમશેર બહાદુરની છે આ સમશેર ખુશાલી
છળબળ કળથી કરીશ પાપીનો ઠાર--નાનો

સખીઓ— ૧૧

જુઓ અલી આ પ્રસંગે નાચે વસંત રંગે
પુષ્પ શૃંગાર અંગે સજી સોળે ઉમંગે
નાયકા યૌવનરંગે જુકતીમદન જંગે
મંદ જળ તરંગ તેશું મૃદુ જળ તરંગ વાગે
કોકીલ શુક ભૃંગ કરતાં સુસ્વર સંગિત રાગે
મયુર શું નૃત્ય કરે કળા વિધ વિધ ધરે
દિસે શું સુંદર આજ આ.........
કરતો અલિ જો અલી આ કોમળ કળી વ્યાકુળી આ
પલ્લવ પટ હઠથી ખેંચી કરતો ક્રીડા ભલી આ
કરતાં ચુંબન કંપે લજ્જાથી લજ્જિત અંગે
કરે કળા કળી આજ—

સવિતા-સાહેલીઓ— ૧૨

અંબીકા આધ તું ઇશ્વરી મમ્માદેવી માત મહાલક્ષ્મી
જગત નીપાવની પાવની મમ્માદેવી માત મહાલક્ષ્મી
મોહિની સ્વરૂપ માની મુર્તિ રૂપાળી
હસતી ગળે છે ધારા મોતીનીરે ચંદ્રજયોતિની—

આનન ચંદ્ર અમીરસપાનથી ભાલ રહી સ્થીર વિધુત કાન્તિ
શ્યામ ઘટા ઘનતુલ્ય છટા શીર કેશવિષે છુપતી ધરી ભ્રાંતિ
ગ્રંથીત મૌક્તિક ભાલદિસે ઘન વાદલ શ્રવતી જળ ધારા
હોયે શું આ સતી ગંગની ધાર ધરે શીવશંકર જુટ જટાળા
શુક્રની પ્રભા સમાન ભાસતો હોજીરે
હીરલો ચંદ્રક ભાલે જડેલો.
વેસરી મણિ જડીત્ર નાસિકાએ શોભે
અધર દંત રક્ત મણિ શોભતા હોજીરે સુડલો દાડીમ લેવા ઝુકેલો—
સર સાતના મૌક્તિક હારરૂપે ધરી વિણા વહાતી સરસ્વતી કંઠે
કંકણ ધારણ છે મણિના કર અંબુજ લજ્જિત છે રૂપ રંગે
રક્ત અલક્તક યુક્ત પદે મણિ નુપુરનો સુર સુંદર લાગે
તપ્ત થઇ રવિ કષ્ટ સહી અતી અંબુજ ચરણનો આશ્રય માગે
પાયે ઝાંઝરના ઝણકાર વાળી બિરદાળી મા
તાળી લઇને ગરબે રંગે રમે રે મા
ઓડે ચુંદડી તે લાલ રંગવાળી બિરદાળી મા
બાળાને બહુચર બહુજ ગમે રે.
એવી નખ શીખ શોભા નીહાળી બિરદાળી મા
તાળી દઈને ગરબે રંગે રમે—અંબીકા

સવિતા— ૧૩

કહે શું વાર વાર મુખથી બાળા આ તે શરમાળ
પ્રાણના છો પ્રાણ જીવન પ્રાણ પર હું વારૂં પ્રાણ મારા

પ્યારાનાથજી નિભાવો શરણાંગત પ્રતિપાળ
શ્રી લક્ષ્મી પ્રભુ ચરણસેવ કરવા જે રીત રાજી રહી
ને રત્રી પતિ ચંદ્રસંગ સુખમાં જેવી બીરાજી રહી
અર્ધાંગે શીવ અંકમાં જેમ સતી શ્રી પાર્વતી શોભતી
તેવી આ અબલા પતિ પ્રભુ તણા ચર્ણાબુજે લોભતી
પ્રીય કાન્ત સબંધ વીચારી રતીવતી રસીયા
રસરાજ વર હયો કર ધારી—

સવિતા— ૧૪

પ્રેમદા પ્રેમના નેન બાણ ક્ષણ ક્ષણ રહી
નવ મારો હાં હાં
રસીયા રતિના રસમાં ઝુરો
હા એમ કહેઃ ન જીવન પ્રાણ
એતો છે પ્રેમનાં નીશાન
અજીત ચરણ શરણ પ્રાણ તારક એક તું પ્રાણ
મુજ ચિત્ત ચિંતામણી સ્વામીજી હાર હીરામણી મારાજી
તમ દરશન અમૃત જળ વરશણ
મનમહિં શાન્તિ ધારાજી પ્યારાજી પ્યારાજી પ્યારાજી

ગોટાશા—નવી— ૧૫

આ તે દર્દ શું કહેવાય, કાંઇ કળ્યું નવ જાય
જલ્દી હોસ્પીટલમાં ચાલીએ—

બેસો મોટરની માંય, ડાક્ટર જરમનને ત્યાંય
સીરીયસ આ કેસ સુધરાવીએ
અરે હાય હાય હાય મારો જીવ જાય છે
ખમા ખમા દીલો જાન તને શુ થાય છે
કરો મોટર તૈયાર જાઓ લાગે ન વાર
માંદા માણુસને વધુ ન બોલાવીએ—
અરે અરરર હાય, કાંઈ કાંઇ થાય છે
તારૂં જાય સત્યાનાશ, તને શું થાય છે
મોરથુથુ હડતાળ, કવચ આકડાની છાલ
વાટી બારીક કમાલ, તેની કરી ફાકી હાલ
માહી જરાક સોમલ ઘાલીએ.
જાય સમુલગો રોગ, નવી તેના તું જોગ
મળે ડાકટરના ભોગ, રામ બોલોના મગળ ગવરાવીએ-

કવિતા— ૨૬

મારી રક્ષા કરજો શ્રી ગોવર્ધન ગીરધારી
કરૂ વાર વાર અરજ ગરજ જાતો સહુ મુરારી-
ભક્તજનને તારી દીધા કષ્ટ સહુ નીવારી
તમે દ્રુપદ સુતાની લજ્જા રાખી
કીધી કુબ્જાને આપ પ્રેમની ભાગી
ઉગ્રસેનને રાજ્ય દીધું કંસને વિદારી
હરી રાધા વીહારી પ્રભુ ઘનશ્યામ—મારી૦

ગુલસિંહ— ૧૭

હાલ જાઉં ધુમ મચાવું
દુશ્મન તનપર મારૂં ખંજર ઉતારૂં
પાપી મારૂં કરૂં ઠાર
તોડું જીવન તેનું કોઈ ફંદે
ખુવાર કરૂં હુ રીબાવી એને કરૂં બેજાર
અરે અજીત તારૂ ભમે મોત નજીક
મુજથી કરી હરીફાઈ અવિચારી
કેવો થાય પાયમાલ પામીશ બુરા હવાલ
છોડું ન જીવતો પાપી—હાલ૦

બાપા—મણીલાલ— ૧૮

સુરતપર વારી વારી જાઉ વાલમ હાં.
અંતરમાં પ્રીયતારી વસી પ્યારી છબી ન્યારી—
ચંદ્રવદન મનમોહની રે મદભરી મુર્તિ સોહાય
નીરખી પ્યારા પ્રેમ ચકોરી આનંદ ન અંગ સમાય
વાંકી ભ્રમર આ નજર આ કાંઈ વશમાં રે ધારી
સુરતપર૦



# અંક ૩ જો.

**[illegible]રાઓ—** ૧૯

પીઓ પીઓજી ખુબ પીઓ આ લાલ રંગ પાણી
રહે રંગમાં આનંદમાં દોસ્તોની જીંદગાની
દીલ રંજ થાય ભંગ ખીલે અંગમાં જુવાની
રતિ રંગના આનંદની બસ એ છે નીશાની
પીઓ પીઓ પીઓજી લાલ રંગ પાણી—

**વીરસીંહ—** ૨૦

પાપી તારાં કાળાં કામ છુપશે નહિ માન
કરૂ પળમાંહી નીચ દુશ્મન રન વન
તોડું ખુમારી દુર્જન એ ભ્રષ્ટજન દુખકારી
ક્ષણ ભર રહે ન જીવતા જગને પીડાતા પાપી—પાપી૦

**અજીતસીંહ—** ૨૧

હાલ થયા આ શા મારા હે દીનબંધુ,
છેક અશર્ણ છુ હું નાથ કરૂણા સીંધુ,
કોણ માત તાતથી જન્મ હું પામી,
અંતે હે જગત પિતા દશા શું થવાની
કલંકી ખુની હું બની નીમકહરામી
પ્રીયના વીયોગે ગણુ જીંદગી નકામી––

કવિતા— ૨૨

સાખી

મનહી કી મનમે હી રખ, કાહુસેં ન ઉચ્ચાર
બોલત બીગડે કાજ સબ, બીન બોલે હુશીઆર

કવિતા— ૨૩

પીલે પીલે જમાનેમે થોડા જીના
બહેતી ચલી હય શરાબકી નદીઆં
અર્જવાની હય એ પાની—
પીતે હય કોઇ ગ્યાની લાયે જેવાનીકી નીશાની
પીલે પીલે રંગ પાની—
લુત્ફ તબહી આતા હય મસ્તે શરાબે જામમે
બહાદો અપની નાવકો શરાબકે તાલાબમે
પીનેમેં સાંસ મત લો ડુબજાઓ એક શરાબમે
કુચ્છ તુમ કુછ હમ નહીં બન જાઓ એક શરાબમે
જીસ્ને યે પયછાની સુરત ઉસ્કી હય નુરાની
ફીરન શીસા ન પાની ન હોગી મેમાની—

બધા— ૨૪

જુઓ આ હાલ જમાનાના ફેશનેબલ સુધારાના
સુધારે વાળ્યું સત્યાનાશ બળ્યા આ ચાલ કુધારાના
બોળ્યું નામ કેવાં કામ—

રીસપેક્ટ જેન્ટલ મેનનું રાખી
કરતા આવા કામ મોઢાં શ્યામ થાયે આમ
આ સુધારો પાસ થયેલો નંબર પહેલો
છેલ્લામાં છેલો, કેચ કરેલો બોળવા બાપનું નામ–

૨૫

શાન્તિ શાન્તિ દ્યો પ્રસારી સુજન હૃદયમાં
નીતિ રીતિ આપો સ્વામી સરવદા–
ક્લેશ ને કુસંપમાંથી મુકત કરો કૃપાળુ
સંપત્તિ સુસંપ સદા ઇચ્છે તમારા બાળ
સ્નેહ રસે રસવતી હો ભારતી
ભાગ્યવતી એ આશ વરદા શાન્તિ—



ફોટોગ્રાફ પાડવાના ન્યુ

# છુપા કેમેરા.

હાલમાં વીલાયતથી મોટા ફેરફાર સાથે કેમેરાનો મોટો જથ્થો આવી પહોંચ્યો છે. આ કેમેરાથી નાનું બચ્ચું પણ સહેલાઇથી ફોટો ઉતારી શકે છે. દોડતી ગાડી, ઉડતું પક્ષી વગેરેનો સહેલાઇથી ફોટો ઉતારી શકાય છે. ફોટોગ્રાફ ઉતારવાની સંપુર્ણ માહીતી ઘેર બેઠે શીખવી શકીએ છીએ, કેમેરા સાથે વ્યુફાઇન્ડર (જેનો ફોટો લેવો છે તે જોવા માટે) ગ્રાઉન્ડ ગ્લાસ ડબલ ડાર્ક સલાઇડ પ્લેટ દવાઓ સાથે કીંમત રૂ ૪ પોસ્ટેજ દશ આના.

વગર ઈજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

આ સાબુ જે જગ્યા ઉપર લગાડવામાં આવે છે તે જગ્યાના વાળ ઘણીજ સહેલાઇથી નીકળી જાય છે. ચામડીને કાંઇપણ ઇજા થતી નથી ચામડીનો કુદરતી રંગ બનાવે છે. કીંમત ત્રણ સાબુના બાકસનો રૂ. ૧) પોસ્ટેજ જુદું. સોલ એજન્ટ—

છોટાલાલ છગનલાલ મહાજન એન્ડ કું૦

શેખ મેમણ સ્ટ્રીટ મુંબઇ નં. ૨

